ના થાય. તો માળા હાથમાં ઝાલવી, નહીં તો માળા ઝાલવી એ જોખમ છે.

## ચિત્ત હાજર હોય તો જ કાર્ય થાય

તે આપણા લોક, પેલો છોકરો વાંચતો હોય ત્યારે નથી કહેતા, કે તારું ચિત્ત ઠેકાણે રાખીને વાંચ. કારણ કે અહીં આમ વાંચતો હોય ને ક્રિકેટમાં ગયો હોય તે વખતે.

**પ્રશ્નકર્તા :** વિદ્યાર્થી બહુ વાંચવા છતાં પરીક્ષામાં ભૂલી જાય છે, તેનું શું કારણ ?

**દાદાશ્રી :** ચિત્ત રમવામાં ના જાય અને વાંચે તો ભૂલાય નહીં. તું વાંચું છું ત્યારે રમવામાં જતું રહે છે ચિત્ત. જતું રહે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો ના ભૂલાય. ચિત્તને હાજર રાખીને જો વાંચવામાં આવે તો ભૂલાય નહીં. આપણો છોકરો વાંચતો હોય તે આપણે મહીં સમજીએ કે એ સરસ વાંચે છે, પણ એ મૂઓ હોય ક્રિકેટમાં. શબ્દ વાંચતો હોય છતાં ચિત્ત હોય ક્રિકેટમાં ! બને કે ના બને ? જો બે કામ સાથે ચાલે છે ને ? તે બેઉ બગડે, હં કે. ના ક્રિકેટ સારી રીતે દેખાય, ના આ યાદ રહે, હં. ચિત્ત ભટકતું હોય ને, તો કશું યાદ ના રહે. ખાલી એ બધું મિકેનિકલી કર્યા કરે. એ તો ચિત્ત હાજર હોય તો જ કાર્ય થાય, નહીં તો થાય નહીં. તમે કૉલેજમાં જાવ છો તો ઘણા ફેરા લેટ થઈ ગયા હોય, તો તમે જમતી વખતે તમારી કૉલેજમાં ગયા હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હા, બહુ મોડું થયું હોય તો થાય.

**દાદાશ્રી :** તે આમ જમતા જાવ, ને ચિત્ત ત્યાં ગયું હોય !

ચિત્ત ઍબ્સન્ટ (ગેરહાજર) હોય, તેનાથી ખવાય પણ નહીં.

જ્યાં ચિત્ત પ્રેઝન્ટ (હાજર) ના હોય, જ્યાં ચિત્ત ઍબ્સન્ટ હોય, એ કોઈ કાર્ય ફળે નહીં. એટલે સારું ના થાય.

ફળે નહીં એટલે શું, કે તમારે દવાખાનું હતું ને, તો તમારો ટાઈમ ખરો કે નહીં, દવાખાનામાં જવાનો ? હવે એ ટાઈમે જરાક પાએક કલાક લેટ થયું, તો તમારું ચિત્ત ત્યાં જતું રહે દવાખાનામાં અને તમે ચિત્ત વગર અહીં જમતા હો. બેન સમજી જાય કે આ ધોકડું ખાયા કરે છે. એ ચિત્તની ઍબ્સન્ટમાં જમવું એ ભયંકર ગુનો છે. તમારે ત્યાં જવાની જરૂર નથી, દવાખાનામાં જે થવાનું હોય તે થાય. કારણ કે એથી ફાયદો થતો નથી. ત્યાં આપણે જઈ શકતા નથી. ખાલી આ તો ચિત્તની ભાંજગડ જ છે. એટલે ચિત્તની હાજરી રાખીને પછી નિરાંતે ભજિયાંમાં શું શું નાખ્યું છે એ બધું જાણવું જોઈએ. પેલું ભજિયાંમાં શું નાખ્યું છે એય ખબર ના પડે. પછી રોગો ઉત્પન્ન થાય એનાથી. માટે ચિત્તને હાજર રાખજો. દરેક કાર્યમાં ચિત્તને હાજર રાખજો, સંડાસ જાઓ તોય. ચિત્ત હાજર ના હોય ને, તો સંડાસમાં ભલીવાર ના આવે તમને.

## ચિત્ત વાળવાના ઉપાય

તમને સમજાયું હું શું કહેવા માગું છું ? તમે ચિત્તની ગેરહાજરીમાં જમેલા ?

**પ્રશ્નકર્તા :** પણ ચિત્ત તો ફરતું જ હોય છે.

**દાદાશ્રી :** જમતી વખતે હાજર નહીં ? શા દુઃખ એવા આવી પડ્યા છે, કે જમતી વખતેય હાજર નહીં ? ત્યારે બહુ ઉતાવળ હોય તો બે હાથે જમી લેવું ? ચિત્તને કહીએ, 'બેસ અહીં આગળ, ચાલ શું શું જમવાનું છે તે મને કહે એક-એક !'

ચિત્ત ત્યાં જવાથી ત્યાં હેલ્પ થશે કે અહીં હેલ્પ થશે ? હેલ્પ થશે ખરી ?

**પ્રશ્નકર્તા :** એટલોય કાબૂ નથી.

**દાદાશ્રી :** લો ત્યારે ! બધું આઉટ ઑફ કંટ્રોલ (બેકાબૂ) થઈ ગયું ? તેથી આ બધાને કંટ્રોલમાં લાવી આપું છું. એક કલાકમાં જ કંટ્રોલમાં આવી જાય છે, કાયમને માટે, પરમેનન્ટ કંટ્રોલ. ચિત્ત તો

પછી ખસે જ નહીં. ત્યાં સુધી આ દાદાનો ફોટો લઈ જાવ અને દાદા ભગવાનનું નામ દેજો ને, કે દાદા ભગવાનને નમસ્કાર કરું છું, પાંચ-દસ મિનિટ બોલશો એટલે ચિત્ત પાછું આવશે. તે ઘડીએ ચિત્ત સ્થિર રહેશે.

ચિત્તને શાંતિ થાય એવું હોય, તો પછી એ રખડે નહીં, બહાર ના જાય. ચિત્ત બહાર ન જાય એવું આપણે કરવાનું છે. આ આપણું વિજ્ઞાન કેવું છે કે ચિત્ત આપણી પાસે રહે, ખસે નહીં. ચિત્ત બહાર ગયું એટલે આ બધુંય હુલ્લડ ચાલ્યા જ કરે. ચિત્ત બહાર ના જવું જોઈએ. જમ્યા પછી થોડા વખત આરામ કર્યા પછી થોડી વાર અડધો કલાક-કલાક વાંચ્યું (દાદાનું પુસ્તક) હોય તો ચિત્ત ફર્સ્ટ ક્લાસ થાય. પછી ચિત્ત જ બહાર ના જાય. એટલે ચિત્તને રાગે પાડવા માટે આવું બધું કરવું પડશે ને ? અમારું ચિત્ત ક્યાં ક્યાં ભટકતું હશે ?

**પ્રશ્નકર્તા :** ક્યાંય નહીં ભટકતું હોય.

**દાદાશ્રી :** હા, એટલે જ્યાં છે ત્યાં જ બધું રાખો. અમારે જ્યાં હોઈએ ને, ત્યાં જ બધું હોય. આઘુંપાછું કોઈ થાય નહીં, એકુંય નહીં. જ્યાં હોઈએ ત્યાં બધુંય, રાજાય ત્યાં ને લશ્કરેય ત્યાં. કોઈ આઘુંપાછું થાય નહીં. અમારી જોડે બેસો એટલે તમારું લશ્કરેય એવું થઈ જાય, વિનયવાળું. ચિત્ત તો આ શરીરનું માલિક છે, એને ગેરહાજર ના રખાય. તમે ચિત્તને નમસ્કાર કરો છો ? કૃપાળુદેવ કહેતા'તા, 'હે ચિત્ત, તને પણ નમસ્કાર છે અમારા !'

## ચિત્તની ગેરહાજરી નહીં રાખવી

આ સત્સંગ સાંભળતા હતા, તે ઘડીએ એકાગ્રતા થઈ હતી ને ? તે ઘડીએ મહીં અંતરશાંતિ ઉત્પન્ન થઈ જાય. તમને એવું નહોતું થયું ? હા, અને બહારવટિયાનું પુસ્તક વાંચે તો એકાગ્રતા થઈ જાય. ચિત્તનો સ્વભાવ છે એ તો. આ એકાગ્રતા ઊંચે ચઢાવે અને પેલી એકાગ્રતા નીચે ઉતારે, સ્લિપરી (લપસાવનારી) છે.

અને જ્યારે અમે બોલીએ ને, તે અમારું ચિત્ત બસ એને સાંભળ્યા

જ કરે. ખુશ, ખુશ, ખુશ, ખુશ થયા કરે, જાણે મોરલી સાંભળતું હોય એવી રીતે. અમારું ચિત્ત તો સાપની પેઠે મોરલી સાંભળીને નાચે એવી રીતે નાચ્યા કરે. બહાર ભટકવા શાનું જાય તે ? ભટકે કોનું ? ઘેર મજા ના આવે ત્યારે. પોતાને અંદર મજા ના આવે તે આમ ભટકે, તેમ ભટકે, છેવટે તાજમાં જઈને ચાય પી આવે. ચા-નાસ્તો કરી આવે.

ચિત્તની તો ગેરહાજરી નહીં રાખવી. બીજી બધી ગેરહાજરી હશે તો ચાલશે. બુદ્ધિ ગેરહાજર હશે તો ચાલશે. ચિત્ત તો ઍબ્સન્ટ રહેવું જ નહીં જોઈએ કોઈ પણ સ્થિતિએ. આ તમારી સાથે હું વાતચીત કરું છું, એમાં અમારું ચિત્ત ઍબ્સન્ટ થાય તો શું રહ્યું ? નર્યું ચિત્ત જ છે, જે અનંતકાળથી અશુદ્ધ થતું આવ્યા કર્યું છે, તે મારી હાજરીમાં મારી સામે એક ચિત્તે રહ્યું તો શુદ્ધિ થયા જ કરે. અને જ્યારે ત્યારે ચિત્તને શુદ્ધ જ કરવાનું છે. ચિત્તશુદ્ધિનો ઉપાય છે આ. આ તમે અમને પૂછો અને જો તમારી એકાગ્રતાએ ચિત્ત સ્થિર રહ્યું તો શુદ્ધ જ થયા કરે.

## ચિત્ત ભટકે અશુદ્ધતાને લીધે

ચિત્ત તો એની અશુદ્ધતાને લઈને ભટકે છે. ચિત્ત શુદ્ધ થાય એટલે ભટકે નહીં.

આ સંસાર એવો છે કે નિરંતર ચિત્તની અશુદ્ધિ જ થયા કરે. એટલે આ લોકોએ ધર્મ મૂકેલો, કે ધર્મ ચિત્તની શુદ્ધિ કર્યા કરે. ધર્મ ના હોય તો ચિત્ત અશુદ્ધ થઈ જાય એટલે અધોગતિમાં જતો રહે પછી.

રસ્તામાં કોઈક સામું મળે ને તમને ગાળો દે દે કરે કે આ માણસ ઠેકાણા વગરનો બહુ નાલાયક છે, એવું તેવું બોલે તો શું કહો ?

**પ્રશ્નકર્તા :** હવે તો કશું જ કહીએ નહીં ને !

**દાદાશ્રી :** એટલે તમે તમારું ચિત્ત અશુદ્ધ ના કરો. ચિત્તઅશુદ્ધિનું કારણ આ. એ બોલે છે ને તમે સામું બોલો, એ તમારી ચિત્તની અશુદ્ધિ થઈ જાય. પણ તે તમે સામું કશું ના કરો, એટલે ચિત્તની અશુદ્ધિ થાય નહીં.

અશુદ્ધ એકલું ચિત્ત જ થયા કરે છે. એ ચિત્તની જ શુદ્ધિ કરવાની છે. તેને બદલે લોકો શુંનું શુંય શુદ્ધ કરવા માંડ્યા !

## ચિત્તશુદ્ધિના ઉપાય

**પ્રશ્નકર્તા :** ચિત્તશુદ્ધિ કઈ રીતે કરવી ?

**દાદાશ્રી :** બને એટલી એકાગ્રતાનું સાધન હોય ને, તેનાથી કરવી. સારા સંત હોય એમની સેવાથી કરવી. અગર મા-બાપની સેવાથી ચિત્તશુદ્ધિ ઘણી થાય.

આ છે તે જ્ઞાનથી આપણે ચિત્તશુદ્ધિ કરીએ છીએ અહીં. આ જ્ઞાન આપણું ચિત્તશુદ્ધિનું છે. પણ જ્ઞાન ના લેવાતું હોય એવા બહારના લોકોને એ કરવું જોઈએ. મા-બાપની અને ગુરુની સેવા કરવી જોઈએ, એનાથી ચિત્તશુદ્ધિ થાય.

પછી ઓબ્લાઈજિંગ નેચર રાખો, બધા લોકોના સારા કામ કરો, તો ચિત્ત શુદ્ધ થતું જાય દહાડે દહાડે. લોકોને તમે સુખ આપો તો તમારી ચિત્તની શુદ્ધિ થાય અને દુઃખ આપો તો શુદ્ધ થયેલું હોય તોય અશુદ્ધ થઈ જાય. એમ કરતા કરતા, સુખ આપતા આપતા ચિત્તશુદ્ધિ અમુક જગ્યા સુધી જાય, લિમિટ સુધી. પછી છે તે બાકી આગળ ના થાય પછી. આગળ પછી ભોમિયા (જ્ઞાની) મળે ત્યારે દહાડો વળે.

**પ્રશ્નકર્તા :** સારા વાંચનથી ચિત્તશુદ્ધિ થાય ?

**દાદાશ્રી :** હા, થાય. સારા વાંચનથીય ચિત્તની શુદ્ધિ ધીમે ધીમે થાય. પણ પાછું જેટલા પ્રમાણમાં આપણે ચિત્તની શુદ્ધિ કરીએ છીએ, એટલા પ્રમાણમાં અશુદ્ધ વધારે કરીએ છીએ. એટલે પછી નફો શો રહ્યો આપણે ? ચિત્તની શુદ્ધિ આપણે આ બાજુ દસ ટકા જેટલી કરી, તો સાંજ સુધીમાં કો'કની જોડે ભાંજગડ કરી, તેના વીસ ટકા એ (અશુધ્ધિ) થઈ જાય. એટલે દસની આપણે ઘેર તો ખોટની ખોટ જ આવી ને ? એ તો એક જ ફેરો ચિત્તશુદ્ધિ કરી નાખીએ કે ચોખ્ખું થઈ ગયું બધું.

## સેલ્ફનું રિયલાઈઝ થયે કાયમની શુદ્ધિ

જ્યાં સુધી ચિત્તની શુદ્ધિ ના થાય, ત્યાં સુધી આ ભટકવાનું છે. ચિત્તની શુદ્ધિ થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** ચિત્તની શુદ્ધિ માટે મુખ્ય ઉપાય શું ?

**દાદાશ્રી :** તમારી જાતથી થાય એવું નથી, આજના મનુષ્યોને. એટલે જ્ઞાની પુરુષ પોતે કરી આપે. આપણી ચિત્તશુદ્ધિ થયા પછી આપણને ચિત્ત એકાગ્ર જ રહેશે. પછી તો આઘુંપાછું કરવું હોય તોય જાય નહીં ને ! પછી આપણે કહીએ કે આઘુંપાછું થાવ ને ! ત્યારે કહે, ના, હવે નહીં.

અશુદ્ધ ક્યાં સુધી છે ? ત્યારે કહે, જગતની એને લાલચો છે, કે આમાં સુખ છે, આમાં સુખ છે, આમાં સુખ છે. એ જ્યારે પોતાના ઘરનું સુખ જુએ છે, પછી એ બહાર ન નીકળે. એટલે અમે સ્વરૂપનું સુખ દેખાડી દઈએ અને ચિત્તની શુદ્ધિ કરી આપીએ અને પછી દિવ્યચક્ષુ આપીએ. પોતાના સ્વરૂપનું જે સુખ જુએ છે, પછી એ બહાર ભટકે નહીં.

ચિત્ત એટલે જ્ઞાન-દર્શન. જ્ઞાન-દર્શનની અશુદ્ધિ છે. 'હું ચંદુભાઈ છું' એ જ્ઞાન અશુદ્ધ જ્ઞાન છે. અને એ શ્રદ્ધા પણ અશુદ્ધ છે. એટલે જ્ઞાન-દર્શન બેઉ અશુદ્ધ છે, માટે ચિત્ત અશુદ્ધ થઈ ગયું છે અને તમે જે છો એ તમારું જ્ઞાન પ્રગટ કરે તો શુદ્ધ ચિત્ત થઈ જાય. તમે જે છો, સેલ્ફનું રિયલાઈઝ કરો ત્યારે ચિત્ત શુદ્ધ થાય.



# [૭]

# બુદ્ધિ-અહંકારનો ક્ષય જ્ઞાનપ્રકાશથી

## નફો-ખોટ દર્શાવવાનો ઠેકો બુદ્ધિનો

**પ્રશ્નકર્તા :** એક પ્રશ્ન એ રહે છે હવે કે બુદ્ધિ એટલે શું ? કોઈ પણ વસ્તુ કે સિદ્ધાંતને જે છે તે સ્વરૂપમાં એક્સેપ્ટ કરવામાં અવરોધરૂપ બને તેને બુદ્ધિ કહેવાય ?

**દાદાશ્રી :** આને ને બુદ્ધિને લેવાદેવા નથી. બુદ્ધિ એટલે શું ? નફો ને ખોટ, બે જુએ, એનું નામ બુદ્ધિ. વ્હેર ઈઝ પ્રૉફિટ એન્ડ વ્હેર ઈઝ લોસ ? પેલી તો બધી અવળી સમજણ કહેવાય. કોઈ પણ વસ્તુ કે સિદ્ધાંતને જે છે તે સ્વરૂપમાં એક્સેપ્ટ કરવામાં અવરોધ કરવો એ રોંગ (ઊંધી) સમજણ કરે છે.

બુદ્ધિ તો, બસમાં બેસો તોય આમ જોઈ લે કે ક્યાં આગળ નફો ને ક્યાં આગળ ખોટ છે. જ્યાં જાવ ત્યાં નફો-તોટો બે જ દેખાડ દેખાડ કર્યા કરે અને ગૂંચવ ગૂંચવ કર્યા કરે, એનું નામ બુદ્ધિ. આ બુદ્ધિ જ બિચારાને ભટક ભટક કરાવડાવે છે. રસ્તે ચાલતાય નફો-ખોટ જુએ.

ટ્રેનમાં ચઢે તોય આમ જોઈ લે કે નફો-ખોટ ક્યાં છે. ભીડ હોય ને, તો ભીડમાં લોકોને ધક્કા મારવાનું શિખવાડે, કે માર ધક્કો ને આગળ ખસો. આવું, બુદ્ધિ પાંસરું રહેવા જ ના દે. માણસને જંપીને બેસવા જ

ના દે. 'અલ્યા, અહીં ટ્રેનમાં ક્યાં રૂપિયા છે ?' ત્યારે કહે, 'પણ જગ્યાની કિંમત છે.'

જ્યાં જઈએ ત્યાં નફો ને તોટો દેખાડે કે ના દેખાડી દે ?

**પ્રશ્નકર્તા :** દેખાડી જ દે.

**દાદાશ્રી :** હં. કોઈ ફેરો તમને લાગે છે એવું, કે 'અહીંથી આપણે ત્યાં ગયા, પણ ફાયદો થયો નહીં.' તો એ કોણે દેખાડ્યું ? બુદ્ધિ દેખાડે.

અહીં સત્સંગમાં આવે ને, તો આવતાની સાથે જ જુએ કે ક્યાં આગળ સારી જગ્યા છે. મકાન વેચાતું રાખવું હોય તો લત્તો સારો ખોળ ખોળ કરે. વસ્તુ સારી લેવા ગયો હોય ત્યાં ફાયદો જુએ. દુકાને જાય તો નફો-ખોટ જોયા કરે. ઘરમાં કોઈથી તેલ ઢોળાઈ જાય, ખોટ ગઈ, તો બુદ્ધિ ત્યાં આગળ કૂદાકૂદ કરે.

આ તો બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ (વિનાશી ગોઠવણી) છે અને તેમાં સારું-ખોટું, ઊંધું-છતું તમારી બુદ્ધિ તમને દેખાડ દેખાડ કરે છે. આ ત્રીસ વર્ષ સુધી ભઈબંધ સારો હતો અને એક દહાડો કોઈએ કહ્યું, 'તમારા ભઈબંધ આવું બોલતા હતા.' તે બીજે દહાડે આપણા માટે એ ખરાબ થઈ જાય. બુદ્ધિ દેખાડે, કે 'છે આપણા લોકોને કશી કિંમત ? આપણી કિંમત પહેલા હતી એટલી નથી હવે. અત્યારે ઓછી થઈ લાગે છે.' અલ્યા, અહીં શું કરવા નફો-ખોટ ? આના કંઈ સોદા કરવાના છે આપણે તે ? પણ બુદ્ધિનો સ્વભાવ એવો, નફો-ખોટ દેખાડે. એટલે બુદ્ધિ હંમેશાં સંસારમાં, આ નફો છે ને અહીં ખોટ છે, બે દેખાડે. બીજું કંઈ એના આગળ દેખાડવાની કોઈ લાઈન એને આવડતી નથી.

બુદ્ધિ શું કામ કરે છે ? ચોગરદમનું તમારું ક્યાં નુકસાન થાય છે, ક્યાં દુઃખ થાય છે, ક્યાં અડચણ આવે છે, સંસારની બાબતોમાં એ સાવચેત રહે છે અને સાવધાનીપૂર્વક કામ કરવા જાય છે. અને ધંધામાં કંઈ અડચણ હોય તો એનો કેમ કરીને એન્ડ (અંત) લાવવો, તે કામ કર્યા કરે. એનો ઉપાય ખોળી કાઢે, રસ્તો ખોળી આપે, બસ.

## બુદ્ધિના પ્રકાર

બુદ્ધિના બે પ્રકાર : (૧) સમ્યક્ બુદ્ધિ (૨) વિપરીત બુદ્ધિ.

(૧) સમ્યક્ બુદ્ધિ એટલે સવળીએ ચઢેલી બુદ્ધિ. સમકિત થયા પછી જ સમ્યક્ બુદ્ધિ ઉત્પન્ન થાય. અને તે પછી સવળું જ દેખાડે. જેમ છે તેમ દેખાડે. કો'કને જ સમ્યક્ બુદ્ધિ પ્રાપ્ત થાય. (૨) વિપરીત બુદ્ધિ - જ્યાં સમ્યક્ બુદ્ધિનો અભાવ ત્યાં વિપરીત બુદ્ધિ અવશ્ય હોય જ. વિપરીત બુદ્ધિ એટલે મોક્ષ માટે વિપરીત. બુદ્ધિનો સ્વભાવ જ છે કે એવું દેખાડે કે જેથી કરીને સંસારના ને સંસારના જ પાયા મજબૂત થાય. ક્યારેય પણ મોક્ષે ના જવા દે તે વિપરીત બુદ્ધિ. બુદ્ધિ સંસારાનુગામી છે એટલે કે સંસારનું જ હિતાહિત રાખનારી છે, મોક્ષનું નહીં.

## ભૌતિક સુખોમાં સુખ દેખાડે એ વિપરીત બુદ્ધિ

આ બધી બુદ્ધિ વિપરીત કેમ કહેવાય છે ? ત્યારે કહે, કે સ્વાભાવિક બુદ્ધિ નથી એટલે. સ્વાભાવિક નથી એટલે સંસારાનુગામી છે માટે વિપરીત કહેવાય. આપણને સંસારમાં ભટકાવનારી છે. ભલે ને દેવગતિમાં ગયા પણ પાછું અહીં ગધેડા થવાનું ! એવું આ ચાર ગતિમાં ભટક ભટક ભટક ! એટલે બુદ્ધિ ભટકાવનારી છે.

ભૌતિક સુખોમાં સુખ દેખાડે, એ વિપરીત બુદ્ધિ કહેવાય અને સુખ મોક્ષમાર્ગમાં છે અગર તો આત્મામાં છે એવું જે દેખાડે એ સમ્યક્ બુદ્ધિ કહેવાય. વિપરીત બુદ્ધિનું જોર બહુ છે, જબરજસ્ત. એટલા માટે અમે, તમારી બુદ્ધિ સમ્યક્ કરવા માટે, આવા તમને પ્રશ્નોના જવાબ આપીએ અને ખુલાસા થાય તમને, બધી જાતના ખુલાસા થાય.

## જ્ઞાની પાસે બેસવાથી થાય બુદ્ધિ સમ્યક્

આ વિપરીત બુદ્ધિ છે, એને સમ્યક્ કરવાની છે. વિપરીત બુદ્ધિ સમ્યક્ કેમ કરીને થાય ? એક જ સમ્યક્ બુદ્ધિવાળાને જુએ, એટલે વિપરીત બુદ્ધિવાળો જાણે કે આપણું ખોટું છે આ. એટલે ફેરવી નાખે

તરત, જુએ તો. કહેવાથી, ઉપદેશથી ના ફરે, ઉપદેશથી ફરે જ નહીં. જોવાથી જ ફરે.

જ્ઞાની પુરુષ પાસે બેસે, પરિચય સેવે ત્યારે એ બુદ્ધિ સમ્યક્ બુદ્ધિ થાય. એ બુદ્ધિ એવી સરસ ચલાવે ને મોક્ષમાં લઈ જાય, એવા વિચારોવાળી થાય. એ બુદ્ધિ કામ લાગે. ત્યાં સુધી તો આ વિપરીત બુદ્ધિ.

## બુદ્ધિ વધે તેમ વધે બળાપો

જેમ જેમ બુદ્ધિ વધે તેમ તેમ બળાપો વધતો જાય. બે વરસના બાબાની મા મરણ પથારીએ હોય તો તેને કંઈ જ ના લાગે, હસતો-રમતો હોય. જ્યારે વીસ વરસનો છોકરો કેટલોય બળાપો કરતો હોય. તે બુદ્ધિ વધી તેમ બળાપો વધ્યો. આ મજૂરોને ક્યાંય ચિંતા નથી થતી. એ તો રોજ નિરાંતે ઊંઘે છે. જ્યારે આ શેઠિયાઓ ચિંતા કર કર કરે છે. તે મૂઆ રાત્રેય નિરાંતે ઊંઘતા નથી. તે શાથી ? બુદ્ધિ વધી તેથી. બુદ્ધિની સામે બળાપો કાઉન્ટર વેઈટમાં જ હોય.

બુદ્ધિ હોય ત્યાં 'હું કરું છું' એવો અહંકાર હોય જ અને તેથી જ ચિંતા રહ્યા કરે. ભગવાનથી તે જ વિખૂટા રાખે છે.

## બુદ્ધિના ચશ્મે દેખે અહંકાર

દરેકની બુદ્ધિ કંઈ ખરાબ હોતી નથી. બુદ્ધિની વિપરીતતા દરેક જગ્યાએ હોતી નથી. એવી જે બુદ્ધિ, તે તો લોકોને અજવાળું આપે, પ્રકાશ આપે, કંઈક ઠંડકેય કરે.

**પ્રશ્નકર્તા :** તો બુદ્ધિ સામાન્ય ભાવે ઠીક છે ?

**દાદાશ્રી :** એટલે બુદ્ધિ કંઈ ખોટી વસ્તુ નથી પણ એને અહંકારે કરીને પૉઈઝનસ કરી નાખી છે અને જે બાબતમાં અહંકાર હોય તે બાબતમાં પ્રકાશ બિલકુલ હોય નહીં, ત્યાં આંધળો હોય. જે ખૂણામાં અહંકાર વધી ગયેલો હોય ને, ત્યાં આંધળો હોય. એ અહંકાર તો, નૉર્મલ અહંકાર હોય તો તે ખૂણામાં પ્રકાશ પડે.

ઈગોઈઝમ હંમેશાં આંધળો હોય. ઈગોઈઝમ દેખતો ના હોય, કોઈ દહાડોય. એને આંખ ના હોય. બુદ્ધિની આંખથી કો'ક દહાડો જુએ. બાકી, પોતાની આંખ ના હોય. આંધળાના સંગથી પાપ જ બંધાય ને ?

## અહંકાર સ્વભાવથી જ આંધળો

અહંકારનો સ્વભાવ કેવો ? હું જે કરું છું એ જ સાચું છે. એ નક્કી માને. કારણ કે અહંકાર સ્વભાવથી જ આંધળો છે.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલેથી જ એવું માને કે હું જે કરું છું એ સાચું છે ?

**દાદાશ્રી :** પહેલેથી જ એવું માને છે. પહેલેથી જ નક્કી કરીને ચાલે છે. એટલે આ આંધળો કૂટાયા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ આંધળાની મદદે બુદ્ધિ તો હોય છે ને ?

**દાદાશ્રી :** બુદ્ધિ તો હોય ને, બુદ્ધિ પણ શું કરે તે ? બુદ્ધિ પ્રકાશ આપે, પણ આંધળો પ્રકાશનો લાભ કેટલો ઉઠાવે ?

**પ્રશ્નકર્તા :** પણ એ બુદ્ધિની મદદ લે ને ? નૉર્મલ કૉર્સમાંથી આગળ વધવા માટે બુદ્ધિની મદદ તો લે ને ?

**દાદાશ્રી :** બુદ્ધિને લીધે અહંકારને થોડું ઝાંખું દેખાય, પણ આંધળાને લાઈટ કેટલું દેખાય ? (અહંકાર) પોતે આંધળો એટલે એના બધા છોકરાં એવા જ હોય ને ?

## અહંકારના 'મીડિયમ'થી બુદ્ધિ ઊભી થાય

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ અને જ્ઞાનપ્રકાશ એ બેમાં શો ફેર છે ?

**દાદાશ્રી :** બહુ ફેર, બુદ્ધિ એ ડિરેક્ટ પ્રકાશ નથી અને જ્ઞાનપ્રકાશ એ ડિરેક્ટ પ્રકાશ છે, તો કયું સારું ?

**પ્રશ્નકર્તા :** ડિરેક્ટ સારું.

**દાદાશ્રી :** ડિરેક્ટ સારું ને ? હવે જ્ઞાનની ને બુદ્ધિની ડેફિનેશન (વ્યાખ્યા) કહીશ ? વૉટ ઈઝ ધી ટ્રૂ (સાચી) ડેફિનેશન ?

**પ્રશ્નકર્તા :** એની ડેફિનેશન નથી આપી શકાતી.

**દાદાશ્રી :** બુદ્ધિની વાત જવા દો, પણ એક બહારનો આપણે દાખલો સમજાવવો હોય, સિમિલી (ઉપમા), તો ઈન્ડિરેક્ટ પ્રકાશ જોયેલો તેં ? ક્યાં જોયેલો ?

**પ્રશ્નકર્તા :** આ ટ્યૂબલાઈટ છે એ બધો.

**દાદાશ્રી :** ટ્યૂબલાઈટ એ ઈન્ડિરેક્ટ પ્રકાશ છે ? ના. આ ટ્યૂબલાઈટ છે અને અહીં પ્રકાશ પડે છે એ ડિરેક્ટ જ છે ને !

આ સૂર્યનારાયણનું અજવાળું એક મોટો જબરજસ્ત અરીસો હોય એની ઉપર પડે, તો એ ડિરેક્ટ લાઈટ કહેવાય. અને અરીસો જરા ત્રાંસો આમ ડિગ્રીમાં રાખ્યો હોય તો એનું અજવાળું જે રસોડામાં પડે એ કેવું લાઈટ કહેવાય ? ઈન્ડિરેક્ટ લાઈટ. એય સૂર્યનું અજવાળું જ છે, પણ ઈન્ડિરેક્ટ લાઈટ છે. ડિરેક્ટ લાઈટ ન હોય એ. બને એવું ? અને એનાથી રસોડામાં કામ કરી શકાય ખરું ? આનું અજવાળું પડે એટલે રસોડામાં લાભ થાય ખરો ? એવી રીતે આ ઈન્ડિરેક્ટ પ્રકાશથી મનુષ્યો, બધું જગત ચાલી રહ્યું છે. હવે પ્રકાશ તો આત્માનો જ છે, પણ પેલામાં અરીસો હતો અને આમાં શું હશે ?

**પ્રશ્નકર્તા :** આત્માનો ભાવ ?

**દાદાશ્રી :** ના, આમાં ઈગોઈઝમ છે. ઈન્ડિરેક્ટ પ્રકાશ એટલે શું ? આત્માનો પ્રકાશ આમ પડે છે, તે અહંકાર થ્રુ આવે છે. આ બાજુ આત્મા, વચ્ચે અહંકાર અને અહંકાર થ્રુ જે આ બાજુનો પ્રકાશ પડે, એ બધો જ છે તે બુદ્ધિ, અને અમારે વચ્ચે અહંકાર ખલાસ થઈ ગયેલો હોય એટલે પછી આમ સીધો પ્રકાશ જ પડે, એ જ્ઞાન !

એટલે અહંકારના 'મીડિયમ'થી બુદ્ધિ ઊભી થઈ છે. અહંકારનું

'મીડિયમ' ખલાસ થઈ જાય, તો બુદ્ધિ રહે નહીં. પછી 'ડિરેક્ટ' પ્રકાશ આવે. મને 'ડિરેક્ટ' પ્રકાશ મળે છે.

## બુદ્ધિ પરપ્રકાશક, જ્ઞાન સ્વ-પર પ્રકાશક

જ્ઞાન એ તો આત્માનો ડિરેક્ટ પ્રકાશ છે, ફુલ લાઈટ છે. જેમ છે તેમ દરઅસલ દેખાડે તે જ્ઞાન. બુદ્ધિ પરપ્રકાશક છે, સ્વયં પ્રકાશક નથી. જ્યારે જ્ઞાન સ્વયં પ્રકાશક છે, પોતે સ્વયં જ્યોતિર્મય છે અને આખા બ્રહ્માંડને પ્રકાશિત કરી શકે તેટલી તેનામાં અનંત શક્તિ છે. દા.ત. સૂર્ય સ્વ-પર પ્રકાશક છે, જ્યારે ચંદ્ર પરપ્રકાશક છે.

સંપૂર્ણ જ્ઞાનપ્રકાશ આગળ બુદ્ધિ એ તો સૂર્યની સામે દીવડા સમાન છે. અમારી પાસે સંપૂર્ણ જ્ઞાનપ્રકાશ છે. તેથી બુદ્ધિ નામેય નહીં અમારામાં. અમે પોતે અબુધ છીએ. અમને એક કિનારે અબુધ પદ પ્રાપ્ત થયું ત્યાં સામે કિનારે સર્વજ્ઞ પદ આવીને ખડું થયું. અબુધ થાય તે જ સર્વજ્ઞ થઈ શકે.

## અહંકાર ગયે થવાય અબુધ

ડિરેક્ટ પ્રકાશનો જ્યારે ઉઘાડ થાય ને, બધું કામ થઈ ગયું. પોતે પરમાત્મા થઈ જાય. પોતે આત્માને જાણે ને, ત્યારે પોતે પરમાત્મા થઈ જાય. જ્યારે અહંકાર ખલાસ થઈ જાય ત્યારે પરમાત્મા થઈ જાય. અહંકારને લઈને તો મનુષ્ય તરીકે રહ્યો છે જીવાત્મા અને અહંકાર હોય ત્યાં સુધી આવરણ. અહંકાર ના હોય ત્યારે બુદ્ધિય ના હોય જોડે જોડે. એ બેને સંબંધ છે. એક હોય તો બીજું હોય ને બીજું હોય તો એક હોય. અહંકાર ને બુદ્ધિનો સંબંધ છે. એટલે અમારે અહંકાર જતો રહ્યો. તે દહાડે બુદ્ધિ હઉ જતી રહી. અમને અહંકાર બિલકુલેય નથી. એક સેન્ટ પરસેન્ટ અમને અહંકાર નહીં હોવાથી સીધો ડિરેક્ટ પ્રકાશ મળે, એ અમારું જ્ઞાન છે.

આખાય જગતના અનંત સબ્જેક્ટ (વિષયો) જાણે તોય તે બુદ્ધિમાં સમાય અને 'હું કોણ છું' એટલું જ જાણે તે જ્ઞાન. તારું બધું જ, બીજું

બધું જ જાણેલું છે તે પોક મૂકવાનું. અહંકારી જ્ઞાન એ બુદ્ધિ અને નિર્‌અહંકારી જ્ઞાન એ જ્ઞાન. સ્વરૂપનું જ્ઞાન તે જ જ્ઞાન.

## અજ્ઞાનતાને લીધે ઊભો અહંકાર

**પ્રશ્નકર્તા :** અહંકાર શું છે ? ક્યાંથી આવ્યો ?

**દાદાશ્રી :** એ વિનાશી ચીજ છે. ક્યાંયથી આવવાનો નહીં. એ ઊભો થઈ જાય છે ને નાશ થાય છે. પછી ડૉક્ટરને કહે છે કે, 'સાહેબ હું મરી જઈશ, મને બચાવજો.' આ જે ભોગવે છે ને, તે અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** અહંકાર કોને આવ્યો ?

**દાદાશ્રી :** જે અણસમજણ છે તેને. અજ્ઞાનને અહંકાર આવ્યો.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન કોનું ?

**દાદાશ્રી :** બે વસ્તુ છે, અજ્ઞાન અને જ્ઞાન. જ્ઞાન એટલે આત્મા અને અજ્ઞાન એટલે અનાત્મા. તે અજ્ઞાનને અહંકાર આવ્યો. તેનું આ બધું ઊભું થઈ ગયું. તે રાત-દહાડો ચિંતા-ઉપાધિઓ, એય સંસારમાં ના ગમે તોય પડી રહેવું પડે ને ? ક્યાં જાય તે ? ક્યાં જવાય ? ત્યાં ને ત્યાં જ. એટલે અહીં ખાટલામાં સૂઈ રહેવાનું ને, ઊંઘ ના આવે તોય ?

**પ્રશ્નકર્તા :** અહંકારની શરૂઆત, અહંકાર ક્યાંથી ઉત્પન્ન થયો ?

**દાદાશ્રી :** એ અહંકાર, એ જ અજ્ઞાન ને ! અજ્ઞાન હતું ને, તેનો અહંકાર થઈ ગયો. એવું છે, એ અજ્ઞાન અને જ્ઞાન બે જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** એ બધા રૂટ કૉઝમાં સંસ્કારોનો પૂંજ પડ્યો છે, કેટલાય અવતારોનો ?

**દાદાશ્રી :** મૂળ અજ્ઞાનતા છે. પોતાને પોતાની અજ્ઞાનતા છે. એ રૂટ કૉઝથી આ બધું ઊભું થયું છે. જો એ અજ્ઞાનતા પોતે સજ્ઞાનતામાં આવી જાય, તો આ બધું વિલય થઈ જાય છે. અજ્ઞાનતા આનું કારણ છે. અજ્ઞાનતાને લઈને અહંકાર ઊભો થયો.

## આત્મા લોખંડ તો આ અહંકાર એ કાટ

આ જે દુ:ખ થાય છે એ અહંકારને થાય છે અને સુખ થાય છે તેય અહંકારને થાય છે. આ અહંકાર વચ્ચે ફાચર છે અને તે જ અજ્ઞાનતા છે. અહંકાર એટલે 'હું કરું છું' ને 'હું ભોગવું છું', એ જ અહંકાર છે.

હવે ખરી રીતે અહંકાર સુખેય ભોગવતો નથી ને દુ:ખેય ભોગવતો નથી, એ તો અહંકાર જ કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** જેમ લોખંડમાં કાટ ચઢી ગયો તે રીતે...

**દાદાશ્રી :** કાટ ચઢ્યો તે તો આત્માનો. આત્માને જોડે લાગે-વળગે. આત્મા લોખંડ હોય ને, તો આ અહંકાર એ કાટ. પણ હવે અહંકાર જે કહે છે કે 'મેં ભોગવ્યું', તે બળ્યું, એણે ભોગવ્યું જ નથી. આ તો ઈન્દ્રિયોએ ભોગવ્યું છે. અને પોતે અહંકાર કરે છે 'મેં ભોગવ્યું છે.' તેથી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે ઈન્દ્રિયો, ઈન્દ્રિયોમાં વર્તે છે, શા માટે તું અહંકાર કરે છે ? સ્વભાવથી વર્તે છે પાછી. આ નહીં સમજવાનો માર ખા ખા કરે છે વગર કામનો. નથી કૃષ્ણ ભગવાનને સમજતા, નથી મહાવીર ભગવાનને સમજતા. એ વાત ખરી કહે છે ને ! એટલે વાત સમજવાની જરૂર છે.

કાટ ઉત્પન્ન થયા પછી લોખંડ લોખંડનું કરે છે ને કાટ કાટનું. લોખંડ કાટમાં હાથ ઘાલતું નથી, એ કાટ લોખંડમાં હાથ ઘાલતો નથી. એવું આમાં, આમાં શું કાટ ચઢે છે ? ત્યારે કહે, અહંકાર (મૂળ અહમ્) અને મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર, અંતઃકરણરૂપી કાટ ચઢી જાય છે. તે એ એનું કાર્ય કર્યા કરે છે. આત્મા આત્માનું કાર્ય કર્યા કરે છે. જ્યાં સુધી આ (અંતઃકરણનું) કાર્ય હોય ત્યાં સુધી આત્મા આઈડલ (ઉદાસીનપણે) પ્રકાશ જ આપ્યા કરે. અંતઃકરણના કામ બધા પૂરા થાય ત્યારે આત્માનું કામ શરૂ થાય. અગર તો અંતઃકરણ ચાલુ હોય અને જ્ઞાની મળ્યા હોય અને તે કહે, 'અલ્યા, તું આ ન્હોય, તું આને જો.' તો જોવાનું ચાલુ થઈ જાય. એ જુદો પડી ગયો. આ તમે 'ચંદુલાલ શું કરી રહ્યા છે', એને જોયા કરો તો એ જ્ઞાન, કેવળજ્ઞાનમાં પહોંચે.

## અહમ્ ને અહંકારનો ભેદ

**પ્રશ્નકર્તા :** આ અહમ્ કહે છે અને અહંકાર એ એક જ છે કે જુદું જુદું છે ?

**દાદાશ્રી :** જુદું જુદું છે. શબ્દો જ જુદા છે ને ?

**પ્રશ્નકર્તા :** એનો ભેદ શું છે ?

**દાદાશ્રી :** કોઈ અહમ્ આત્મા કહે તો વાંધો નહીં, પણ અહંકાર આત્મા કહે તો ? શું થાય ? અહમ્‌નો વાંધો નથી, અહંકારનો વાંધો છે. અહમ્ એ અહંકાર નથી. અહમ્ બ્રહ્માસ્મિ, એમાં અહમ્ તો વપરાય છે ને ! કારણ કે અહમ્ તો હોવો જોઈએ, પણ શાનો ? પોતાના સ્વરૂપનો અહમ્ હોવો જોઈએ. જે નથી તેનો અહમ્ કેમ હોવો જોઈએ ? અહમ્ પૉઈઝન નથી, અહંકાર પૉઈઝન છે. અહમ્ એટલે 'હું'.

**પ્રશ્નકર્તા :** એને અસ્તિત્વપણું કહેવાય ?

**દાદાશ્રી :** હા, અસ્તિત્વ જ કહેવાય. એનું અસ્તિત્વ તો છે જ. અસ્તિત્વનું તો બધા જીવમાત્રને ભાન છે કે 'હું છું', પણ વસ્તુત્વનું ભાન નથી એને. 'હું શું છું' એ ભાન નથી એટલે અહંકાર ઊભો થયો. પોતાનું સ્વરૂપ છે ત્યાં 'હું છું' બોલવું એ અહંકાર નથી. આ સોનું છે તે એક દહાડો એને વાણી આપે કોઈ માણસ અને એ બોલે કે, 'હું સોનું છું', તો આપણે કહીએ કે 'અહંકાર કરે છે ?' કહીએ ખરા ? ના. અને લોખંડ બોલે કે 'હું સોનું છું' તો ? એટલે 'આપણે કોણ છીએ', એટલું જાણવું જોઈએ. 'હું ચંદુભાઈ છું' એ આરોપિત ભાવ છે. જ્યાં છે ત્યાં બોલે ને, તો અસ્તિત્વ તો છે જ તમારું. 'હું છું', એવો બોલવાનો તમને રાઈટ અધિકાર છે જ, પણ 'હું કોણ છું' ને 'હું શું છું' એ ભાન નથી.

## 'પોતે કોણ' એનું ભાન થાય તો અહંકાર જાય

**પ્રશ્નકર્તા :** એ અહંકાર કાઢવો કેવી રીતના ?

**દાદાશ્રી :** અહંકાર તો, તમે કોણ છો, એનું બરોબર ભાન થાય એટલે જતો રહે.

'હું ચંદુલાલ' એને જ જ્ઞાની મોટામાં મોટો અને છેલ્લો અહંકાર કહે છે. એનાથી આખું જગત ઊભું રહ્યું છે. આ અહંકાર જાય તો જ મોક્ષે જવાય. આ જીવન શેના ઉપર ઊભું રહ્યું છે ? પગ ઉપર કે દેહ ઉપર ? ના, 'હું છું' એના ઉપર જ. 'હું શુદ્ધાત્મા છું' એ શુદ્ધ અહંકારથી જ મોક્ષે જવાય. બાકી બીજા બધા જ ભવોભવના સાધન થઈ પડે.

અચેતનમાં 'હું છું' એમ માનવામાં આવે તે અહંકાર. જો ચેતનમાં 'હું છું' એમ માનવામાં આવે, તેને અહંકાર ના કહેવાય. 'હું છું' એટલે અસ્તિત્વ તો છે. એટલે 'હું છું' એમ બોલવાનો અધિકાર તો છે. પણ 'હું છું' એ શેમાં છું ? તેની તને ખબર નથી. અચેતનમાં 'હું' બોલવાનો અધિકાર નથી. 'હું શું છું ?' એનું ભાન નથી. જો એ ભાન થાય તો કામ જ થઈ ગયું ને !

## અહંકાર-મમતા, એ જ ત્યાગવાની જરૂર

ભગવાને કહ્યું છે કે જો તારે મોક્ષે જવું હોય તો કશું જ ત્યાગવાની જરૂર નથી. એક અહંકાર અને મમતા એમ બે ચીજ ત્યાગી એટલે બધું જ આવી ગયું. અહંકાર એટલે 'હું' અને મમતા એટલે 'મારું'. 'હું' અને 'મારું' એ બે જ ત્યાગવાના છે. અમે જ્ઞાન આપીએ, તમારા સ્વરૂપનું ભાન કરાવીએ છીએ ત્યારે તમારા અહંકાર અને મમતા બેઉનો ત્યાગ કરાવીએ છીએ. ત્યાગ એક બાજુ કર્યો તો બીજી બાજુ ગ્રહણ શું કરાવીએ છીએ ? 'શુદ્ધાત્મા' ગ્રહણ કરાવીએ છીએ. પછી ગ્રહણ-ત્યાગની કશી જ ભાંજગડ ના રહે. અહંકાર કાઢવા માટે જ બધો ત્યાગ કરવાનો હોય છે. અમે તમારો બધો જ અહંકાર લઈ લઈએ છીએ. પછી અસ્તિત્વ શું રહ્યું ? તો કહે, જ્યાં અસ્તિત્વપણું છે ત્યાં મૂળ જગ્યાએ સ્થાપ્યું. કોઈ એક જ જગ્યાએ અહંકારનું અસ્તિત્વપણું હોય, તે અમે મૂળ જગ્યાએ અહંકારને બેસાડી દઈએ છીએ.



# [૮]
# ધર્મ, અંતઃકરણનો અને આત્માનો

## કષાયો કૉઝ ને અંતઃકરણ ઈફેક્ટ

**પ્રશ્નકર્તા :** આત્મા અને પુદ્ગલના સાંનિધ્યના કારણે ચાર કષાય ઊભા થયા, ક્રોધ-માન-માયા-લોભ એ બરાબર ?

**દાદાશ્રી :** બરાબર.

**પ્રશ્નકર્તા :** તો મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર પણ એ જ રીતે ઉદ્ભવ થયા ને ?

**દાદાશ્રી :** એ એવું છે ને, ક્રોધ-માન-માયા-લોભ એ તો પ્રોડક્શન છે અને આ મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર એ તો ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** એ ઈફેક્ટ છે, પણ પ્રોડક્શન એટલે ઈફેક્ટ નહીં ? તો એ શું ?

**દાદાશ્રી :** પ્રોડક્શન એટલે કૉઝિઝ. પ્રોડક્શન એટલે અમુક વસ્તુઓના ભેળા થઈ જવાથી ઊભું થયું. ઉપાધિ સ્વરૂપ ! વિશેષ સ્વરૂપ થવું !

**પ્રશ્નકર્તા :** આત્મા અને પુદ્ગલનું સાંનિધ્ય થયું એટલે ક્રોધ-માન-માયા-લોભ ઊભા થયા. એવી જ રીતે મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર પણ

ઊભા થયા. એટલે કે કૉઝિઝ અને ઈફેક્ટ બન્ને એક સાથે જ ઊભા થયા ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો કેવી રીતે થયા ?

**દાદાશ્રી :** એ મૂળ પહેલું છે તે પ્રોડક્શન ક્રોધ-માન-માયા-લોભ ઊભા થયા. હવે એ ઊભા થયા, તેનાથી કર્મ ચાર્જ થવા માંડ્યા. એ ના હોત તો ચાર્જ ના થાય. એ છે તો ચાર્જ થવા માંડ્યા. એ જ ભાવકર્મ. કારણ કે ક્રોધ કર્યો. એ ઊભો થયેલો છે પણ જો વપરાયો તો, વપરાયા વગર પડી રહે તો કશો વાંધો નથી. પણ વપરાયા વગર રહે જ નહીં ને ! વપરાયા વગર રહે ક્યારે ? જો એ જ્ઞાન હોય પોતાનું. ત્યારે બધું પરમાણુ ડિસ્ચાર્જ થઈ જાય. કારણ કે એનો મહીં જીવભાવ જતો રહ્યો હોય !

**પ્રશ્નકર્તા :** હા, વપરાય એટલે પછી શું થાય ?

**દાદાશ્રી :** વપરાય એટલે કર્મ બંધાય. કર્મ બંધાય એટલે એનું ડિસ્ચાર્જ થતી વખતે આ ઈફેક્ટ આવે, એ જ છે તે મહીં આ અંતઃકરણ, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધુંય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછીનું જે મન રહ્યું તે ઈફેક્ટિવ ?

**દાદાશ્રી :** પછી ઈફેક્ટિવ, બસ. અજ્ઞાનીને પણ ઈફેક્ટિવ ખરું, પણ ઈફેક્ટિવનુંય એ મહીં કૉઝિઝ ઉત્પન્ન થાય એવું અને આને (જ્ઞાન લીધા પછી) કૉઝિઝ ઉત્પન્ન ના થાય, કૉઝિઝ બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ચિત્તનું પણ એવી રીતે ?

**દાદાશ્રી :** મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધુંય. આખુંય અંતઃકરણ, એ બધું ઈફેક્ટ જ છે. અને અંતઃકરણ એકલું નહીં, આ બાહ્યકરણેય ઈફેક્ટ છે. બન્નેય કરણ માત્ર ઈફેક્ટ છે.

આ અંતઃકરણમાં જે થાય એ પછી બહાર ક્રોધ નીકળે. પહેલો

અંતઃકરણમાં થાય. અંતઃકરણમાં પહેલો વઢી પડે બાપ જોડે અને પછી બહાર વઢે.

**પ્રશ્નકર્તા :** પણ અંતઃકરણ એ તો ઈફેક્ટ છે, પછી આ થાય કેવી રીતે ?

**દાદાશ્રી :** હા, પણ આય ઈફેક્ટ ને તેય ઈફેક્ટ. પણ આ સૂક્ષ્મ ઈફેક્ટ છે ને પેલી સ્થૂળ (ઈફેક્ટ) થાય છે ક્રોધમાં, બહાર નીકળે એટલે.

**પ્રશ્નકર્તા :** અંતઃકરણ ન હોય તો પછી ક્રોધ-માન-માયા-લોભ ઊભા થાય ખરા ?

**દાદાશ્રી :** ના, પછી કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી પહેલું શું ? પહેલા આપે એમ કહ્યું કે ક્રોધ-માન-માયા-લોભ એ પહેલું અને પછી આ બધું આવે ઈફેક્ટ.

**દાદાશ્રી :** મા-બાપ છે તે ક્રોધ-માન-માયા-લોભ અને આ બધા છોકરાં એના, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર વંશાવળી એની પછી થાય.

## મૂળ આત્માને નથી કંઈ લેવા-દેવા

આ મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધું કર્મ બંધાવાથી ઉત્પન્ન થયું છે. એ કર્મ છૂટી જાય એટલે એ બધું ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** ત્યારે મન-બુદ્ધિ ને ચિત્ત એ આત્મામાં રહે ?

**દાદાશ્રી :** ના, મૂળ આત્માને કશું લેવા-દેવા નથી. મૂળ આત્મામાં મનેય નથી, બુદ્ધિય નથી, ચિત્ત છે પણ જે આપણને ચિત્ત છે એવું ચિત્ત નથી. આપણું અશુદ્ધ ચિત્ત છે અને એ શુદ્ધ ચિત્ત છે. આ તમે જે ચિત્ત કહો છો ને, તે અશુદ્ધ ચિત્ત છે. બુદ્ધિ જોડે ચિત્ત હોય તે અશુદ્ધ ચિત્ત હોય. ચિત્તની અશુદ્ધિ થયેલી હોય અને પેલું શુદ્ધ ચિત્ત હોય. એટલે અશુદ્ધ ચિત્તવાળો, શરીર ખાય અને માને શું કે 'મેં ખાધું.' શરીર ઊંઘી જાય ત્યારે કહેશે, 'હું ઊંઘી ગયો.' શરીર કામ કરે ત્યારે કહે છે, 'હું કામ કરું છું.' એ અશુદ્ધ ચિત્તના ગુણ બધા. ચિત્તની અશુદ્ધિને લઈને

આ દોષ થાય છે, એટલે કર્મ બંધાય છે. એટલે આ કર્મ ના બંધાય ત્યારે છૂટા થઈએ, અક્રિયપણું આવે.

## આત્માના પ્રકાશથી ચાલે બધું

**પ્રશ્નકર્તા :** આત્માને અંતઃકરણ સાથે કોઈ સંબંધ નથી ?

**દાદાશ્રી :** કશોય નહીં. ફક્ત આત્માનો પ્રકાશ એકલો મળ્યા કરે છે, પ્રકાશ આત્માનો છે. એ પ્રકાશ અંતઃકરણને મળે. એ પ્રકાશના આધારે અંતઃકરણ ચાલુ રહે.

હવે આ શરીરમાં આત્મા બિલકુલ વપરાતો નથી. ફક્ત એનો પ્રકાશ જ શરીરમાં પડ્યા કરે છે. બાકી આત્મા કશું આમાં કરતો નથી. અને એ પ્રકાશથી આ બધું ચાલ્યા કરે છે. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધા આ પ્રકાશના આધારે બધું કામ કરી રહ્યા છે અને આ બધું ડિસ્ચાર્જ છે.

**પ્રશ્નકર્તા :** આ બધું મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર જ કરે છે, તો પછી આત્માએ શું કરવાનું ?

**દાદાશ્રી :** આત્માએ જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદમાં રહેવાનું છે. પણ પોતાના ગુણધર્મમાં આવવો જોઈએ. એ તો 'જ્ઞાની પુરુષ' 'રિયલ' અને 'રિલેટિવ'ની લાઈન ઑફ ડિમાર્કેશન નાખી આપે, ત્યાર પછી આત્મા પોતાના સ્વાભાવિક ધર્મમાં આવે. પોતાના સ્વાભાવિક ધર્મમાં આવ્યા પછી કશું રહેતું નથી. પછી એક અવતારમાં જ મોક્ષમાં જાય.

## આત્માનો સ્વભાવ ઓળખવાની જરૂર

**પ્રશ્નકર્તા :** આત્માનો ધર્મ અને અંતઃકરણનો ધર્મ, એ ભેદ વિગતવાર સમજાવો.

**દાદાશ્રી :** જુઓ, આ કાન છે તે આપણે ના સાંભળવું હોય, આમ દાબી દઈએ તોય થોડું ઘણું સાંભળી જાય ને ? સાંભળી જાય કે ના સાંભળી જાય ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે સાંભળવું એ કાનનો સ્વભાવ છે. આંખનો સ્વભાવ જોવાનો છે. આપણે ના જોવું હોય, આપણે નક્કી કરીએ કે નથી જોવું તોય આમ કરીને આંખ બાડી કરીને જરા જોઈ લે. આ નાકનો સ્વભાવ આપણે સુગંધ નથી સોડવી તોય મહીં પેસી જાય. આ જીભનો સ્વભાવ છે કે મરચું તીખું લાગે. આપણને તીખું ના લાગે એમ ઈચ્છા હોય તોય તરત અસર થાય છે. આ બૉડીનો (શરીરનો) સ્પર્શ સ્વભાવ છે. તે ઠંડી લાગે કે તરત આપણને અસર થાય. આ પાંચ ઈન્દ્રિયો એ જ્ઞાનેન્દ્રિયો છે. અને કર્મેન્દ્રિયો કોને કહેવાય ? આ પગ, હાથ, મોઢું-ખાઈએ છીએ, સંડાસ-બાથરૂમ જઈએ છીએ, બધી થઈને પાંચ કર્મેન્દ્રિયો છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો છે; એ બધા એમના સ્વભાવમાં છે. તે આપણે સંડાસ જવું હોય ને કોઈ અસીલ જરા વધારે પૈસા આપે એવો હોય તો એની જોડે વધારે બેસી રહે, એના સ્વભાવને અટકાવીને. પછી એ સંડાસનો સ્વભાવ છે તે ચિડાય પછી. એ પ્રકૃતિ રિઍક્શન મારે. અને પછી કહેશે, 'મને બંધકોષ થઈ ગયો.' દરેકને પોતપોતાના સ્વભાવમાં રહેવા દો, એના સ્વભાવને હેલ્પ કરો. આ પાંચ જ્ઞાનેન્દ્રિયો ને પાંચ કર્મેન્દ્રિયોની વાત થઈ ગઈ.

હવે બીજી વસ્તુ અંદરની વાત આવી. મન એના સ્વભાવમાં છે. તમારે ના વિચારવું હોય તોય, કશુંક દેખ્યું કે વિચારવા મંડી પડશે. એના હાથમાં આવવું જોઈએ. એટલે એ એના મનના સ્વભાવમાં છે. મનનો સ્વભાવ વિચારવું.

ચિત્ત તમારી ઈચ્છા ના હોય તોય ત્યાં આગળ ઑફિસમાં જાય. અને ઑફિસનું ટેબલ, બધું દેખાય. એ ચિત્તનો સ્વભાવ ભટકવાનો છે. દરેક પોતપોતાના સ્વભાવ બતાવી રહ્યા છે. ફક્ત (વ્યવહાર) આત્મા એકલો જ પોતાનો સ્વભાવ છોડી અને બીજા બધાના સ્વભાવને કહે છે, 'હું કરું છું.' એકલા (વ્યવહાર) આત્માએ પોતાનો સ્વભાવ છોડી દીધો અને બીજાના સ્વભાવને 'મેં કર્યું', આ વિચાર કર્યા, તો 'મેં કર્યા' એમ

કહે. 'આ ચિત્ત ભટકે છે' તેને કહે 'હું ભટકું છું.' ઓહોહો ! સાંભળ્યું તો 'મેં સાંભળ્યું.' 'સંડાસ હું જઈ આવ્યો. મેં ખાધું,' કહેશે. અલ્યા, કઈ જાતનો માણસ છે તું ? દરેક પોતપોતાના સ્વભાવમાં છે. આ વાત સાયન્ટિફિક (વૈજ્ઞાનિક) નથી લાગતી ? હવે ફક્ત આત્માનો સ્વભાવ ઓળખવાની જરૂર છે. બીજું કશું ઓળખવાની જરૂર નથી.

## અંતઃકરણ સ્વસંચાલિત પણ ડિસ્ચાર્જ સ્વરૂપ

**પ્રશ્નકર્તા :** તો આ બધું કોણ કરતું હશે ? આ બધાં જ્ઞાનેન્દ્રિય ને કર્મેન્દ્રિયની આ મુવમેન્ટ્સ (ગતિ) અને એના મેનેજમેન્ટનું (સંચાલનનું) કંટ્રોલિંગ પાવર (કાબૂમાં રાખવાની શક્તિ) કોણ છે ?

**દાદાશ્રી :** એનો કંટ્રોલ (કાબૂ કરનાર) એ રીએક્શનરી પાવર (પરિણામિક શક્તિ) છે, ડિસ્ચાર્જ પાવર છે. હવે એ અંતઃકરણની મુવમેન્ટ્સ છે જ, પણ એ કોઈને ચલાવવું પડે નહીં. એ ડિસ્ચાર્જ (નિર્જરા) થતું છે. ડિસ્ચાર્જમાં તો કોઈને કશું કરવું પડે નહીં ને !

**પ્રશ્નકર્તા :** અંતઃકરણ સ્વસંચાલિત છે ?

**દાદાશ્રી :** સ્વસંચાલિત, પણ તે ડિસ્ચાર્જ છે. સ્વસંચાલિત એટલે આ કોઈ ગપ્પું નથી; ડિસ્ચાર્જ થતી વસ્તુ છે. એટલે હમણે પાંચ રતલ હોય તો સ્વસંચાલિત તો વધતું પાંચના દસ રતલેય થાય, એ વસ્તુ ઘટે નહીં. અને આ તો ઘટે. એટલે પાંચ રતલનું ચાર થાય, ચારનું ત્રણ થાય, ત્રણનું બે થાય, એક થાય પછી ઝીરો થાય ને અહીંથી નનામી નીકળી જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે ઓછું થતું જાય ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ થતું જાય. અંતઃકરણને આમ સ્વસંચાલિત કહેવામાં આવે છે. એ સ્વસંચાલિત થાય છે પણ ડિસ્ચાર્જ સ્વરૂપ છે. જેમ ટાંકીનું પાણી, સ્વસંચાલિત પડ્યા જ કરે છે, તેનો અર્થ એ કે ખાલી થઈ રહ્યું છે. એટલે ટાંકી ડિસ્ચાર્જ થઈ રહી છે એમ કહેવાય ને !

**પ્રશ્નકર્તા :** ચાર્જ કરનાર હોય તો જ ડિસ્ચાર્જ થાય ને ?

**દાદાશ્રી :** ચાર્જ તો થઈ ગયેલું છે. અત્યાર સુધી તમે જે સાંભળ્યું ને બધું કર્યું એ બધું ચાર્જ (પૂરણ) થઈ ગયેલું કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે એ ચાર્જ થઈ ગયેલું છે. હવે હું 'તમને' તમારા સ્વભાવમાં મૂકી દઉં અને આત્માના ધર્મમાં 'તમે' આવી જાવ. અને આ બધાના ધર્મોને તમે જોયા કરો, તો પછી તમારે જે પહેલાં ચાર્જ થઈ ગયેલું છે, એટલું ડિસ્ચાર્જ થવાનું બાકી રહે છે. એટલું દેવું આપવાનું બાકી રહેશે, જેટલું દેવું કરીને બેઠા છો તેટલું જ, નવું દેવું થાય નહીં. નવું કર્મ બંધાય નહીં. એટલે ચાર્જ થાય નહીં અને જૂનું ડિસ્ચાર્જ થયા કરે. એકાઉન્ટ (હિસાબ) બધા ક્લિયર (ચોખ્ખા) થઈ જાય. એકાઉન્ટ જ ક્લિયર કરવાના છે.

## આત્માનો ધર્મ ફક્ત જોવા-જાણવાનો જ

આત્માનો ધર્મ શો છે ? બધા ધર્મને જાણે તે. મન-બુદ્ધિ-ચિત્ત-દેહ બધા શું કરી રહ્યા છે તેને જાણ્યા કરે, એનું નામ આત્મા. બધા પોતપોતાના ધર્મમાં છે ને 'તમે' તમારા ધર્મમાં રહો.

અંતઃકરણમાં બધાના ધર્મ જુદા છે. મનના ધર્મ જુદા, ચિત્તના ધર્મ જુદા, બુદ્ધિના ધર્મ જુદા અને અહંકારના ધર્મ જુદા. આમ, બધાના ધર્મ જુદા જુદા છે. પણ 'પોતે' મહીં ડખલ કરીને ડખો ઊભો કરે છે ને ! મહીં તન્મયાકાર થઈ જાય છે, એ જ ભ્રાંતિ છે.

આ સંસાર શેનાથી ઊભો છે ? અંતઃકરણમાં મન બૂમાબૂમ કરે તો પોતે ફોન ઝાલી લે ને 'એલાવ, એલાવ' કરે, ચિત્તનો ફોન લઈ લે, બુદ્ધિનો ફોન, અહંકારનો લઈ લે તેથી. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર શું ધર્મ બજાવે છે, તે જુઓ અને જાણો. 'આપણે' ફોન કોઈનોય લેવાનો ના હોય. આંખ, કાન, નાક વિગેરે શું શું ધર્મ બજાવે છે, તેના આપણે 'જ્ઞાતા-દ્રષ્ટા'. જો મનનો કે ચિત્તનો કે કોઈનોય ફોન ઝાલ્યો તો બધે અથડામણ થઈ જશે. એ તો જેનો ફોન હોય તેને 'એલાવ' કરવા દેવું, 'પોતે' નહીં.

અલ્યા, તેં કોઈ દહાડો ખાધા પછી તપાસ કરી કે મહીં આંતરડામાં કે હોજરીમાં શું થાય છે ? અવયવો તેના ગુણધર્મમાં જ છે. કાન એના સાંભળવાના ગુણધર્મમાં ના હોય તો સંભળાય નહીં. નાક એના ગુણધર્મમાં ના હોય તો સુગંધ અને દુર્ગંધ આવે નહીં. તેવી જ રીતે મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર બધાં જ પોતાના ગુણધર્મમાં બરોબર ચાલે છે કે નહીં તેની તપાસ રાખ્યા કરવાની છે. 'પોતે' 'શુદ્ધાત્મા'માં રહે તો કશો જ વાંધો આવે તેમ નથી. અંતઃકરણ એના ગુણધર્મમાં રહે, જેવું કે મન પૅમ્ફલેટ બતાવવાનું કામ કરે, ચિત્ત ફોટા દેખાડે, બુદ્ધિ ડિસિઝન આપે અને અહંકાર સહી કરી આપે, એટલે બધું બરોબર ચાલે. એ એના ગુણધર્મમાં રહે અને શુદ્ધાત્મા પોતાના ગુણધર્મમાં રહે, જ્ઞાતા ને દ્રષ્ટા પદમાં તો કશો જ વાંધો આવે તેમ નથી. દરેક પોતપોતાના ગુણધર્મમાં જ છે. અંતઃકરણમાં કયા કયા ગુણધર્મ બગડેલા છે તેની તપાસ કરવાની અને બગડેલા હોય તો કેવી રીતે સુધારવા એટલું જ કરવાનું. પણ મૂઓ કહે, 'મેં વિચાર કર્યો, હું જ બોલું છું, હું જ કરું છું.' આ હાથ-પગ પણ એના ગુણધર્મમાં છે પણ કહે કે 'હું ચાલ્યો.' માત્ર અહંકાર જ કરે છે અને અહંકારને જ પોતાનો આત્મા માન્યો છે, તેનો જ ડખો છે.

'આપણે' તો 'જ્ઞાતા-જ્ઞેય'નો આ મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર સાથેનો સંબંધ. આપણે જ્ઞાતા અને અંતઃકરણ તે જ્ઞેય.

## જ્ઞાનીનું અંતઃકરણ

જ્ઞાનીનું અંતઃકરણ કેવી રીતે કાર્ય કરતું હોય ? 'પોતે' જો ખસી જાય તો 'અંતઃકરણ'થી 'આત્મા' જુદો જ છે. આત્મા જુદો થઈ જાય તો સાંસારિક કાર્ય અંતઃકરણથી ચાલ્યા કરે. છૂટું પાડ્યા પછી જ્ઞાનીનું અંતઃકરણ પોતે જ સ્વભાવિક કામ કર્યા કરે. કારણ કે ડખોડખલ બંધ થઈ ગઈ ને, એટલે અંતઃકરણનું કાર્ય સારામાં સારું ને જ્યાં જરૂર હોય ત્યાં જ થાય ને લોકોને ઉપયોગી થઈ પડે. આત્મા જુદો થઈ જાય તો સાંસારિક કાર્યો અંતઃકરણથી ચાલ્યા કરે. એનું નામ જ સહજ !

# અંતઃકરણની શુદ્ધિ

**પ્રશ્નકર્તા :** અંતઃકરણની શુદ્ધિ માટે જે સાધનો બતાવ્યા છે, તે કેટલા અંશે જરૂરી છે ?

**દાદાશ્રી :** કયા સાધનો ?

**પ્રશ્નકર્તા :** જપ, તપ એ બધા.

**દાદાશ્રી :** જ્યાં સુધી સાધ્ય વસ્તુ મળે નહીં, ત્યાં સુધી સાધનોમાં રહેવું જોઈએ. પણ જો 'જ્ઞાની પુરુષ' મળે તો કશું જ કરવાની જરૂર નથી. 'જ્ઞાની પુરુષ' પોતે જ બધું કરી આપે. અને તે ના મળ્યા હોય તો તમારે કંઈ ને કંઈ કરવું જ જોઈએ. નહીં તો ઊંધો માલ પેસી જાય. શુદ્ધિકરણ ના કરો તો અશુદ્ધિ જ થયા કરે કે ના થયા કરે ? એટલે આપણે રોજ પૂંજો તો વાળવો જ પડે ને ? 'જ્ઞાની પુરુષ' મળ્યા હોય તો તેમને કહેવું કે સાહેબ, મારો ઉકેલ લાવી આપો. તે 'જ્ઞાની પુરુષ' એક કલાકમાં બધું જ કરી આપે, પછી એમની આજ્ઞામાં ફક્ત રહેવાનું કે ચાલુ લિફ્ટમાં હાથ બહાર કાઢશો નહીં. નહીં તો હાથ કપાઈ જશે. અને આખી લિફ્ટ ઊભી રાખવી પડે. આ તો મોક્ષે જવાની લિફ્ટ છે.

દેહ સાથે અંતઃકરણની ભેટ મૂકીને એક જ કલાક જ્ઞાની પુરુષ સાથે બેસો તો જગતનો માલિક થાય. અમે એ એક કલાકમાં તો તમારા પાપો ભસ્મીભૂત કરી નાખીએ અને દિવ્યચક્ષુ તમારા હાથમાં આપીએ, શુદ્ધાત્મા બનાવી દઈએ. પછી તમારે જ્યાં જવું હોય ત્યાં જાવ ને ! આ જ્ઞાન તો ઠેઠ મોક્ષે લઈ જાય ત્યાં સુધી જોડે જ રહેશે. અહીં અમારી હાજરીમાં અંતઃકરણ શુદ્ધિ થયા કરે. એમાં દુઃખ થતાં હોય તો તે બંધ થઈ જાય. ઉપરાંત શુદ્ધિ થાય. એ શુદ્ધિથી તો સાચો આનંદ ઉત્પન્ન થાય ! કાયમની શાંતિ થાય !



## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના હિન્દી, મરાઠી, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામી, મણીપુરી, તેલુગુ, તમિલ, કન્નડ, મલયાલમ જેવી પ્રાદેશિક ભાષાઓમાં તથા અંગ્રેજી, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ, રશિયન જેવી વિદેશી ભાષાઓમાં ભાષાંતરિત થયેલા પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી - હિન્દી - અંગ્રેજી ભાષાઓમાં પ્રકાશિત થાય છે.**

## સંપર્ક સૂત્ર - દાદા ભગવાન ફાઉન્ડેશન


**અડાલજ** (મુખ્ય કેન્દ્ર) : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ-૩૮૨૪૨૧, જિ. ગાંધીનગર. **ફોન :** ૯૩૨૮૬૬૧૧૬૬/૭૭

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન :** ૯૫૭૪૦૦૧૪૪૫

**વડોદરા** : (૧) **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન :** ૯૫૭૪૦૦૧૫૫૭
(૨) **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

**ભાદરણ** : **ત્રિમંદિર,** સ્ટેશન રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૭૨૯

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**સુરત** : **દાદા દર્શન,** મમતાપાર્ક સોસાયટી, કાપોદરા પોલીસ સ્ટેશન પાસે, વરાછા રોડ, સુરત. **ફોન :** ૯૫૭૪૦૦૮૦૦૭

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. **ફોન :** ૯૭૨૩૭૦૭૭૩૮

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, નવલખી રોડ, જિ. મોરબી. **ફોન :** ૯૯૨૪૩૪૧૧૮૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, ભુજ (કચ્છ). **ફોન :** ૯૯૨૪૩૪૫૫૮૮

**અંજાર** : **ત્રિમંદિર,** અંજાર-મુન્દ્રા રોડ, સીનોગ્રા ગામ. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨

**જામનગર** : **ત્રિમંદિર,** વ્રજભૂમિ-૧ સામે, TGES સ્કૂલ પાસે, માણેકનગર, ચેમ્બર ઓફ કોમર્સની બાજુનો રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૬૮૭

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી. **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦

**મુંબઈ** : **ત્રિમંદિર,** ઋષિવન, અભિનવનગર રોડ, લા વિસ્ટા બિલ્ડીંગ પાસે, કાજુપાડા, બોરીવલી (ઈસ્ટ). **ફોન :** ૯૩૨૩૫૨૮૯૦૧

**જૂનાગઢ** : **ત્રિમંદિર,** ખામધ્રોલ ચોકડી, જૂનાગઢ બાયપાસ રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૪૪૮૯

**ધ્રાંગધ્રા** : **ત્રિમંદિર,** હળવદ રોડ, ધ્રાંગધ્રા. **ફોન :** ૯૪૨૭૬૬૪૮૫૪

**ભાવનગર** : **ત્રિમંદિર,** ભાવનગર-રાજકોટ હાઈવે, વરતેજ. **ફોન :** ૯૩૭૪૪૧૪૪૩૨

**પુણે** : **ત્રિમંદિર,** પુણે-બેંગ્લોર હાઈવે, વરવે બીકે, પુણે. **ફોન :** ૯૩૨૫૪૧૨૧૦૭

---

**દિલ્હી** : ૯૮૧૦૦ ૯૮૫૬૪
**બેંગ્લોર** : ૯૫૯૦૯ ૭૯૦૯૯
**ચેન્નઈ** : ૭૨૦૦૭ ૪૦૦૦૦
**કોલકતા** : ૯૮૩૦૦ ૯૩૨૩૦

---

**U.S.A.** : +1 877-505-DADA (3232)
**Singapore** : +65 91457800
**U.K.** : +44 330-111-DADA (3232)
**Australia** : +61 402179706
**Kenya** : +254 795-92-DADA (3232)
**New Zealand** : +64 21 0376434
**UAE** : +971 557316937

**વેબસાઈટ : www.dadabhagwan.org**



## મન-બુદ્ધિ-ચિત્ત-અહંકારનો સંપૂર્ણ ફોડ આપે જ્ઞાની

આખું વર્લ્ડ જે સાયન્સ ખોળી રહ્યું છે, તે સાયન્સનો પહેલ-વહેલો સંપૂર્ણ ફોડ અમે આપીએ છીએ. મનને સમજવું બહુ મુશ્કેલ છે. મન શું ? બુદ્ધિ શું ? ચિત્ત શું ? અહંકાર શું છે ? એ બધાનો જેમ છે તેમ ફોડ આપીએ છીએ.

ચારેય રૂપી છે અને વાંચી શકાય તેમ છે. ચક્ષુગમ્ય નથી, જ્ઞાનગમ્ય છે. ફિઝિકલ છે. શુદ્ધ આત્માને અને એને કંઈ જ લેવાદેવા નથી. એનાથી સંપૂર્ણ છૂટું જ છે. અમે સંપૂર્ણ છૂટા છીએ, તેથી તેનું દરઅસલ વર્ણન કરી શકીએ.

- દાદાશ્રી




dadabhagwan.org




Printed in India

Price ₹30